# અ નુ ક્ર મ



---

## ● સુન્દરમનાં પુસ્તકો ●

૧. કોયા ભગતની કડવી વાણી અને ગરીબોનાં ગીતો
૨. કાવ્યમંગલા [ બીજી આવૃત્તિ ]
૩. હીરાકણી અને બીજી વાતો
૪. ખોલકી અને નાગરિકા [ ટૂંકી વાર્તાઓ ]

### તૈયારીમાં

વસુધા [ કાવ્યસંગ્રહ ]

# રંગ રંગ વાદળિયાં

સુન્દરમ્

નાચો નાચો રે મારા રૂપાળા મોર !



ભારતી સાહિત્ય સંઘ
પાનકોર નાકા · પો. બો. નં. ૭૩ · અમદાવાદ

અરુણ પુસ્તકમાળા



પુસ્તિકા બીજી

જૂન ૧૯૩૯ પહેલીવાર ૧૬૫૦



સાદી કિંમત
અઢી આના
ટ. ખ. જુદું

ભારતી પ્રકાશન : ૫૫

: પ્રકાશક :
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
પાનકોરનાકા : અમદાવાદ

: મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ.
ધી નવપ્રભાત પ્રિ. પ્રેસ
ઘીકાંટા : : અમદાવાદ

શ્રી ઝવેરચંદ મેઘાણીને

જેમનાં ગીતો મેં બાળકની પેઠે ઝીલ્યાં છે.

# નિવેદન

બાળકોને નજરમાં રાખી લખાયેલાં મારાં કાવ્યોમાંથી કેટલાંકને અહીં ભેગાં કરી રજૂ કરું છું. એમને 'બાળકાવ્યો'નું નામ આપવાની હિંમત હું કરતો નથી. આ કાવ્યો 'બાળ-કાવ્યો' છે કે નહિ એ તો બાળકો જ કહેશે.

બાળકાવ્યનું સ્વરૂપ વિચારતાં ઘણા પ્રશ્નો ઊઠે છે. બાળક કોને કહેવું? સંસ્કૃતમાં મોટા માણસોને સમજાવવા માટે પણ 'બાલબોધિની' ટીકાઓ લખાયેલી છે. બાળકાવ્ય જેવો સ્વતંત્ર વિભાગ હોઈ શકે કે નહિ? હોય તો તે કાવ્યનું સ્વરૂપ કેવું હોય? એમાં કેવી ભાષા હોય? કેટલો અર્થભાર હોય? કેટલા અલંકારો હોય? આવા આવા પ્રશ્નો ઊભા થાય છે. એ કામ વિવેચન માટે રહેવા દઈ વિવેચકો જેને કદાચ ન સ્વીકારે તેવી કલ્પના રજૂ કરવા મન થાય છે. જે પોતાને બાળક કહેવરાવવા તયાર હોય તે બાળક અને તેને જે રસ આપી શકે તે બાળ-કાવ્ય. પણ આવા ભેદાભેદમાં ન પડીએ તો પણ ખોટું નથી.

અહીં માત્ર આ કાવ્યોને ગાવા અંગે કંઈ સૂચના કરી લઉં. ઘણાને પ્રશ્ન થશે કે કયા રાગમાં આ કાવ્યો ગવાતાં હશે? જવાબ એ છે કે તમારું ગળું જે રાગ કાઢી શકે તે! જો તમારા પોતાના ગળાથી, લહેકાથી, ઢાળથી કે રાગથી તમને સંતોષ ન હોય તો તમારે એથી વધારે સારું ગળું, લહેકો, ઢાળ કે રાગ મેળવવા પ્રયત્ન કરવો. અને આવી પ્રયત્નની પરંપરા ચાલુ જ રાખવી પડશે. કારણ સંગીતની અંદર નવા આવિ-ષ્કારોની એટલી શકયતાઓ છે કે કોઈ પણ રાગ છેવટનો નથી બનવાનો. ગાનારે માત્ર બે વસ્તુઓ ધ્યાનમાં રાખવાની છે: ગીતનો તાલ ન તોડવો, તથા તેની ઝડપમાં અયોગ્ય વધારો કે ઘટાડો કરી ન નાખવો. ગીતનો પાઠ કરનાર પણ આ વસ્તુઓ લક્ષમાં રાખે તે જરૂરનું છે.

આ ગીતો કેટલાંકને ગમ્યાં છે. આશા છે કે બીજા કેટલાંકને પણ ગમશે.

વૈશાખ–૧૯૯૫
અમદાવાદ

ત્રિભુવનદાસ પુ. લુહાર

# તારા ટમક

તારા ટમક ટમક.
ચાંદા ચમક ચમક.

મેઘ ધમક ધમક.
વીજ લપક લપક.

મીની ચપક ચપક.
મોર થનક થનક.

બાપા થપક થપક.
માડી સપક સપક.

બેની ઠમક ઠમક.
બંદા ભમક ભમક.

# ચટ બિલાડી

ચટ બિલાડી ચાલી,
દૂધ ભરેલી પ્યાલી.

કીકે પૂછડી ઝાલી,
ત્યાં થઈ તાલંતાલી.

બિલ્લી બોલી મિયાંઉ,
કીકો બોલ્યો હાઉ.

બિલ્લી કૂદી ઝપ,
કીકો બીધો હૂપ.

પ્યાલું ફટ ફૂટી ગયું,
દૂધ દૂધ ઢળી ગયું,
રાતું ફૂતરું ચાટી ગયું.

# બેન અને ચાંદો

બેન બેઠી ગોખમાં,
ચાંદો આવ્યો ચોકમાં.

બેન લાવી પાથરણું,
ચાંદો લાવ્યો ચાંદરણું.

પાથરણા પર ચાંદરણું
ને ચાંદરણા પર પારણું.

ચાંદો બેઠો પારણે,
બેન બેઠી બારણે.

બેને ગાયા હાલા,
ચાંદાને લાગ્યા વ્હાલા.

બેનનો હાલો પૂરો થયો,
ચાંદો રમતાં ઊંઘી ગયો.

બેનના હાલા ચાંદે લીધા,
બેનને તારા રમવા દીધા.

રંગરંગ વાદળિયાં

# ખીલ્યા ગલગોટા

ખીલ્યા ગલગોટા,
સોના કેરા લોટા.

મધ ભર્યાં લોટે,
માખી આવી દોટે.

ગોટા ગોટા મધ પા,
ગોટો કહે ના ના.

માખે વીંઝી પાંખ,
ગોટે મીંચી આંખ.

માખી માંડે ગાણું,
ગુનગુન ગુનગુન ગાણું.

ગલગોટો હસી પડ્યો,
મધનો લોટો ઢળી ગયો.

જ્યાં જુઓ ત્યાં મધમધ,
માખી થઈ લદબદ.

પેટ ભરીને માખે પીધું,
બાકી દીધું દાન
છોકરાં એ પીતાં પીતાં,
થયાં ગુલતાન.

કેવું મીઠું મધ મધ!
અધધધ મધ મધ!

*

માખી માખી
મધનો ભાવ?

મધ છે સોંઘું,
ચાલ ઝાલણિયો
રમીએ દાવ.

*

બાગમાં ફૂલ ને ફૂલમાં મધ,
મધમાં માખી છે લદબદ.

# બેન મારી

બેન મારી મોટી,
એ જાણે માખણ-રોટી.

બેન મારી નાની,
એ જાણે ફૂલદાની.

ભાઈ મારો ભોળો,
એ જાણે મકાઈ-ડોડો.

ફોઈ મારી વ્હાલી,
એ જાણે આંબાડાળી.

મામી મારી મીઠી,
એ જાણે સોનાવીંટી.

કાકી મારી કટકટ,
એ જાણે ખટારો ખટખટ.

દાદા મારા દરિયા,
એ વાતોના છે પડિયા.

બાપા મારા બડધમ,
એ બોલે જાણે પડઘમ.

માડી મારી રોતી,
શું મહાસાગરનું મોતી.

આપણ બંદા એવા,
આ સૌએ જોયા જેવા.

*

## અમથી

રુમઝુમ રમતી,
હળુહળુ જમતી,
મારી બેન અમથી
સૌ કોને ગમતી.

પટપટ ભણતી,
ઝટઝટ ગણતી,
મારી બેન અમથી
સૌ કોને ગમતી.

# બેઠાં 'તાં

સૂરજ બેઠો ધરતીકાંઠે,
આંબો બેઠો તળાવકાંઠે,
કોયલ આંબે બેઠી 'તી,
કાચી કેરી ખાતી 'તી,
મીઠું ગીત ગાતી 'તી.

તળાવ બેઠું ગામભાગોળે,
વડલો બેઠો તળાવપાળે.
મછલી છબછબ નાતી 'તી,
મમરા લબલબ ખાતી 'તી,
મોતીડાં વ ર સા તી 'તી.

રાજા બેઠો મ્હેલમિનારે,
રાણી બેઠી સરવરપાળે.
પોપટ પાણી પીતો 'તો,
મેના સામે જોતો 'તો,
ભીનાં પીંછાં લોતો 'તો.

માડી બેઠી 'તી હીંડોળે,
બહેન બેઠી માડીખોળે.
વીરો ચોડો રમતો 'તો,
જાંબુ દાડમ જમતો 'તો,
મા દીકરીને ગમતો 'તો.

# ફૂલડાંનો ફાલ

ખીલ્યો આ બાગ મારો,
ખીલ્યો આ બાગ,
બેઠો આ ખિલખિલ ફૂલડાંનો ફાલ.

ખીલી આ માલતી ને ખીલી ચંબેલડી,
ખીલ્યું આ પારિજાત કેસરિયા ગાલ.
બેઠો આ ખિલખિલ ફૂલડાંનો ફાલ.

ખીલી આ જાઈ અને જૂઈ તણી બેલડી,
ખીલી આ મોગરાની રૂપેરી માળ.
બેઠો આ ખિલખિલ ફૂલડાંનો ફાલ.

સૂરજમુખી ને વળી ખીલી કરેણ આ,
ચંપાની કળીઓ આ કોમળ રસાળ.
બેઠો આ ખિલખિલ ફૂલડાંનો ફાલ.

ખીલ્યા આ કેવડાની મ્હેકતી સુગંધને,
પોયણાંની ઠેરઠેર બાંધી છે પાળ.
બેઠો આ ખિલખિલ ફૂલડાંનો ફાલ.

ખીલ્યો આ બાગ મારો સૂરજમાળીડો,
ચૂમે એ ફૂલડાંના સોનેરી ગાલ.
બેઠો આ ખિલખિલ ફૂલડાંનો ફાલ.

*

## પોપટજી

પટ પોપટ જી,
ઝટ ઊડજો જી,
ચટ ચણજો જી,
કલ કલજો જી.
વનની વાટે
સરવર ઘાટે
નિતનિત રમજો,
ફળ ફૂલ જમજો.
મેનાને ગમજો.

# વીણુ રે વીણુ

વીણુ રે વીણુ,
ડોલર ને ચંપો
વીણુ રે વીણુ.

લચકે ડોલરિયો,
મલકે ચાંપલિયો,
બેઠું ગુલાબ પેલું ગાલ કરી લાલ,
હાં ઊડે ગુલાલ,
ડોલર ને ચંપો વીણુ રે વીણુ.

ટહુકે કોયલડી,
હીંચે છે વેલડી.
થનગન નાચે છે મોરલા ને ઢેલ,
હાં કાલાંકાલાં ગેલ.
ડોલર ને ચંપો વીણુ રે વીણુ.

આંબલિયે મંજરી,
કુંજમાં વસંત ભરી,
અંગમાં ઉમંગ મારે હીંચકા હિલોળ,
હાં હીંચકા હિલોળ.
ડોલર ને ચંપો વીણ રે વીણ.

*

## નાચો

છુમક છુમક છુમ,
છુમક છુમક છુમ,
છનનન નાચે,
તતથૈ તતથૈ
છનનન નાચે.
પગમાં ઘૂઘરિયાં,
કરમાં મંજીરિયાં,
છનનન નાચે,
તતથૈ તતથૈ
છનનન નાચે.
છુમક છુમક છુમ
છુમ છુમ છુમ છુમ
છનનન નાચે.

# પતંગિયું

કેસરિયો ખીલ્યો છે ગોટો,
લીલમડે છોડે શું મધનો લોટો,
પતંગિયું પીળું પીળું રે.

પહોળા રૂપાળા છે ક્યારા,
ગગનમાં છૂટે છે ઊંચા ફુવારા,
પતંગિયું ઝીણું ઝીણું રે.

ટહુકે કોયલડી કાળી,
ખિસકોલીઓ ખેલે બધી સાત તાળી,
પતંગિયું છાનું છાનું રે.

કૂદે ને ક્યારડે દીઠું,
ચમકતું ફૂલેફૂલે અમે દીઠું.
પતંગિયું મીઠું મીઠું રે.

# મોર

નાચો નાચો રે મારા રૂપાળા મોર,
રૂપાળી પાંખ તારી આંખો ચકોર.

ભૂરી આ ડોક તારી,
રૂપેરી ચાંચ તારી.

માથા પર કલગીનો બીજો છે મોર,
નાચો નાચો રે મારા રંગીલા મોર.

મીઠા ટહુકાર તારા,
રૂપાળા નાચ તારા.

પીછાંમાં ચાંદલા ઝમ્મક ઝમકાર,
નાચો નાચો રે મારા રઢિયાળા મોર.

# ચકીબાઇ

માારા ઘરમાં ચકીબાઈ આવી ગયાં,
અને નાની ચરક એક મૂકી ગયાં.

ફદુક ફદુક ફૂદતાં આવ્યાં,
નાની ડોક ડોલાવતાં આવ્યાં,
ચકક ચકક બોલતાં આવ્યાં,
ફરૂર કરી ઊડી ગયાં,
અને નાની ચરક એક મેલી ગયાં.

મારા ઘરમાં કુરકુરભાઈ આવી ગયા,
અને કાદવનાં પગલાં મેલી ગયા.
બબ્બે પગથિયાં ઠેકતા આવ્યા,
ડીલના વાળ ખંખેરતા આવ્યા,

ડાઉફ઼ ડાઉફ઼ ભસતા આવ્યા,

ઝુલાવી જીભને ચાલી ગયા,

અને કાદવનાં પગલાં મેલી ગયા.

મારા ઘરમાં મંગી મામી આવી ગયાં,

અને મીઠાઈનો પડિયો મેલી ગયાં.

લીલી સાડીએ લહેરતાં આવ્યાં,

'ભાણો ભાણો' બોલતાં આવ્યાં,

સોડમાં કૈંક સંતાડતાં આવ્યાં,

બચી ભરી મને ચાલી ગયાં,

અને મીઠાઈનો પડિયો મેલી ગયાં.



# મેઘલ

સોનલ પાંખે આવ્યો મેઘલ,
ચાંચમાં અમી લાવ્યો.

એકનો એક એ વીરો મારો,
આંગણ મારે આવ્યો.

એની આંખડી આજે રાજી,
એની પાંખ છે તાજી તાજી.

મીઠાં ગીતની માળા લાવ્યો,
મારો વીરો આંગણ આવ્યો.

મારે ખેતર આવી બેઠો,
મારે ગામને પાદર બેઠો,

મારે બારણે આવી નાચ્યો,
મારો વીરો આંગણ આવ્યો.

એને આપું ફૂલની માળા,
એના ગૂંથું કેશ રૂપાળા.

મારાં ભાંડુને ખૂબ ભાવ્યો,
મારો વીરો આંગણ આવ્યો.

# વાદળ

વાદળ, વરસંતાં આવો,
વાદળ, ગરજંતાં આવો,
વાદળ, ચમકંતાં આવો,
કે વાદળ, ધરતી કેરા સૂકા ક્યારા
ભીંજવતાં આવો.

વાદળ, વરસો મઘધારા,
રસબસ કરજો અમ ક્યારા,
ગણજો રાયરંક પ્યારા,
કે વાદળ, દુખિયાં જનના આંસુભરેલા
હરજો દુખભારા.

વાદળ, વરસીને જાજો,
જનની શુભ આશિષ પાજો,
વાદળ, હરિના ગુણ ગાજો,
કે વાદળ, કદી ય અમને હરતાં ફરતાં
ભૂલી નહિ જાજો.

# આવજો

મારે મંદિરિયે આવજો, હરિજી!
  માગું તે નિતનિત લાવજો.

રંગીલી સાંજ અને મીઠે પરોઢિયે,
કોયલને ઘોડિયે જઈ અમે પોઢીએ,
  નાનકડું ગીત એક લાવજો, હરિજી! માગું તે૦

વડલાની ડાળીએ, સરવરની પાળીએ,
બાંધીને હીંચકા ઊંચા ઉછાળીએ,
  ગેડી દડૂલો એક લાવજો, હરિજી! માગું તે૦

ફૂલડાંની ફોઇરાણી બોલાવે વાડીએ,
નાચીને મોરલાને સાથે નચાડીએ,
  ઝાંઝર ને બંસરી લાવજો, હરિજી! માગું તે૦

ઊંચા ચળકતા આકાશી ટોડલે,
બેસે જ્યાં વાદળી છૂટે અંબોડલે,
  જાવા ત્યાં ઘોડલી લાવજો, હરિજી! માગું તે૦

તારાની જ્યોત એક ઝાલીને કોડિયે,
આશાનું તેલ ભરી આકાશે દોડીએ,
  અંધારે અજવાળું લાવજો, હરિજી! માગું તે૦

# અમે રમતાં 'તાં

અમે રમતાં'તાં છોકરા ને છોકરીઓ,
અમે ખાતાં'તાં રાયણની કોકડીઓ. અમે૦

અમે સૂંડલા લઈને જતાં ખેતરમાં,
અમે જોતાં બચુડિયાં તેતરનાં,
અમે ટોતાં વઈઓને વાવેતરમાં. અમે૦

અમે વીણતાં કરાંઠાં ને કોહીમડાં,
અમે ખાતાં ત્યાં ધૂળમહીં ગોહીમડાં,
અમે ચોરતાં'તાં વાઘરીનાં ચીભલડાં. અમે૦

અમે ઝૂડતાં કંથારો ને બોરડીઓ,
અમે ભાગતાં'તાં ભીંડીની દોરડીઓ,
અમે ચીડવતાં ભાભોજી બોબડિયો. અમે૦

અમે કોયલને કેવી પજવતાં'તાં,
અમે શંકરનાં દહેરાં ગજવતાં'તાં.
અમે વીણા ને વેલી ભજવતાં'તાં. અમે૦

રંગરંગ વાદળિયાં

અમે આંબલીઓ ચડતાં ને ઊતરતાં,
અમે નાગાં તળાવમાં થઈ તરતાં,
અમે મોઢા પર મૂછોને ચીતરતાં. અમે૦

અમે રડતાં રઝળતાં ને રડવડતાં,
અમે લડતાં ઝઘડતાં ને બડબડતાં,
અમે ખાતાં પીતાં ને પછી ઊંઘી જતાં. અમે૦

*

## ઉજાણી

ચાલો ઉજાણી કરીએ રૂડી,
વાયરાની પાંખે ઊડી ઊડી.

વડલાની ડાળનો ઊંચો તે હીંચકો,
વડલાનાં પાનની પિપૂડી,
વડલાનાં ટેટાનાં ગજવાં ભરીભરી.
કરીએ ઉજાણી રૂડીરૂડી,
વાયરાની પાંખે ઊડીઊડી.

# વાદળની ગાડીએ

વાદળની વાડીએ વાયરાની ગાડીએ
ચાલો ઊપડીએ બિરાદર હો.
આકાશી ખૂંટીએ પાથર હો. ધ્રુવ.

કોને કોને લેશું ? કોને રહેવા દેશું ?
કોને તકાવશું બિરાદર હો. આકાશી૦

સૌને સાથે લેશું, બાને રહેવા દેશું,
બેનને તકાવશું બિરાદર હો. આકાશી૦

વાડીમાં શું ખાશું ? કેટલું કેટલું ન્હાશું ?
ગાશું રે ગીત શું બિરાદર હો. આકાશી૦

રાયણ જાંબુ ખાશું, નવ્વાણું વાર ન્હાશું,
ગાશું પવાડા બિરાદર હો. આકાશી૦

ચાલો ત્યારે ચાલો, આ એક બીજાને ઝાલો
સા થે લે જો ઠા લો
પા ણી પી વા પ્યા લો બિ રા દ ર હો,
આકાશી ખૂંટીએ પાથર હો.

# હું તો પૂછું

હું તો પૂછું કે મોરલાની પીંછીમાં
રંગરંગ વાળી
આ ટીલડી કોણે જડી ?
વળી પૂછું કે મીંદડીની
માંજરી શી આંખમાં
ચકચકતી કીકીઓ કોણે મઢી ?

હું તો પૂછું કે આંબલાની ટોચે,
જ્યાં હાથ ના પ્હોંચે,
ત્યાં કૂંપળો કોણે કરી ?
વળી પૂછું કે ગાવડીના પેટે
આ દૂધની
ધોળી મીઠી ધાર કોણે ભરી ?

હું તો પૂછું કે ચાંદાની થાળીમાં
બકરી ને ડોસીની
ઝૂંપડી કોણે મઢી ?

વળી પૂછું કે આભની
હથેળીમાં સૂરજની
ભમતી ભમરડી કોણે કરી ?

હું તો પૂછું કે પોપચે મઢેલી આ
દશ દિશ દેખંતી
આંખ મારી કોણે કરી ?

વળી પૂછું કે નવ લખ તારે
મઢેલી આ
આભલાની ચૂંદડી કોણે કરી ?



# આજે સવારે

આજે સવારે ઊઠી મેં જોયું,
ચકો ચકીબાઈ રમતાં હતાં.

ચાંચો ભરી ભરી ચોખાના દાણા,
બચ્ચાં ને ચણ બેઉ દેતાં હતાં.

આજે સવારે ઊઠી મેં જોયું,
બાપાને બા બેય હસતાં હતાં.

નાની બચુડીને દૂધ મધ પાતાં
મીઠું મીઠું બે ય હસતાં હતાં.

# એમ મને થાય

આજ મને બા, આજ એમ મને થાય,
મીંદડીનું નાનું બચ્ચું થઈ જાઉં.
છાનુંમાનું હું તારું દૂધ પી જાઉં.

આજ મને બા, આજ એમ મને થાય,
રાતુડું નાનકડું કુરકુરિયું થાઉં.
ડાઉં ડાઉં કરી તને કરડવા ધાઉં.

આજ મને બા, આજ એમ મને થાય,
મોગરાનું ખિલખિલ ફૂલ બની જાઉં,
તારા અંબોડલામાં આવી સંતાઉં.

આજ મને બા, આજ એમ મને થાય,
જૂઈ તણી વેલ બની માંડવે ફેલાઉં,
હાથ પગ કંઠ તારે ગૂંચવાઈ જાઉં.

આજ મને બા, આજ એમ મને થાય,
ગોળગોળ તારો હું સાબુ થઈ જાઉં,
સરીસરી હાથમાંથી ખીજવું પજાવું.

આજ મને બા, આજ એમ મને થાય,
ઝગઝગતો પેલો અરીસો હું થાઉં,
એરિયાં પાટી તારી આંખો ઝંખવાઉં.

*

## થાઉં બિલાડો

મને થાય હું થાઉં બિલાડો,
મોટો ઘોઘર કાળો કાળો.
તુંબ મથાળો જાડો જાડો,
ધુરરર ઘૂરકું આંખો દહાડો.
ગજવું મેટી, ગજવું માળો,
મઝા પડે જો થાઉં બિલાડો.

# શાકવાળીનો ભેરુ

હાથમાં મારી દાઢી મૂકી,
  ઓટલે બેસી જોઉં છું રોજ,
ટોપલાવાળી જાય છે ચાલી,
  ટહેલ નાખીને બોલતી રોજ.

ગુવાર વેચે, ફલી વેચે,
  વેચે તાજી ભાજી પ્યાજ,
તરબૂચ ટેટી વેચતી જાયે,
  ગલકાં ભીંડા સવાર સાંજ.

રાંધતી રાંધતી બા આવે ને,
  છેડો ખોસતી પૂછે ભાવ.
ટોપલો ઊઘડે જાદુઈ જાણે,
  શાક તો ત્યાં ના માયાં જાય.

આ છે મારી એવી કની તે,
ટોપલો આખો ફેંદી જાય,
પાશેર લૈને ઘરમાં જાય ને
પેલી ડોળા કાઢતી જાય.

થાય મને, શાક ખૂબ ન લીધું,
તેથી બાપડી રડશે ખૂબ,
લાવ હું એનું વેચવા લાગું
શાક, પાડીને મોટી બૂમ.

'ટોપલાવાળી, શાકવાળી ઓ!
આય રે અહીં, અહીં રે આય.'
સાદ સુણી મુજ, ડોળા કાઢી,
ગાળ દઈ એ ચાલી જાય.

હું તો એને કહેવા માગું:
'તારો થાઉં હું મદદનીશ,
શાક તારું સૌ વેચી આપું,
મારા પર ના કરીશ રીસ.

ટોપલે તારે બેસાડી મને
ભૂંગીભૂંગી ફરજે માત્ર,

એવો કની હું સાદ પાડીશ કે
શાક ખરીદશે માણસ માત્ર.

પણ જો હું ખાઉં કાકડી ટેટી,
તારે તો ના વઢવું બાઈ,
પૂરા દામ ન ઊપજે તો છે,
મારી પાસે એક ઉપાય.

સાંજરે મારે ઘેર જઈશું,
ગોતતી હશે માત મને,
ટોપલામાં મને ઢાંકી રાખી
ધીરેક જજે આટલા કને.

ને હું બોલીશ: 'શાક લો કોઈ,
નાનકો બચુ વેચે શાક,'
નવાઈ પામી આવશે બા ત્યાં
ટોપલેથી મોં કાઢું જરાક.'

'ઓ રે લુચ્ચા ઊતર હેઠો.'
બોલશે ડોળા કાઢી બા.
શાકવાળી આ તને ય ભાંડશે,
પણ ના બીશ, ન મારશે બા.

કહીશ, ' હું છું વાડીનો મૂળો,
  કિંમત મારી રૂપિયા તેર,
જોઈતો હોય તો ખરીદ લે માઈ,
  નહિ તો આપણે ટોપલે લ્હેર.

માનું છ કે મને તેરમાં લેશે
  ખરીદ કરી મારી બા,
નહિ તો તારા ટોપલે બેસી,
  વેચવા લાગીશ શાક સદા.

હાથમાં મારી દાઢી મૂકી
  ઓટલે બેસી જોઉં છું રોજ,
શાકવાળીના નાકની ચૂની,
  કેવી રૂપાળી લાગે રોજ !



# તું મારી બેન

હું રે બનું બેન સૂરજનો ઘોડલો,
ચાંદાની હરણી તું થા રે બેન
તું મારી બેન ને હું તારો ભાઈ.
હું રે બનું બેન વાડીનો મોરલો,
આંબાની કોયલ તું થા રે બેન,
તું મારી બેન ને હું તારો ભાઈ.
હું રે બનું બેન રૂડો ડોલરિયો,
મીઠી ચમેલડી તું થા રે બેન,
તું મારી બેન ને હું તારો ભાઈ.
હું રે બનું બેન બાપાનો ટગલો,
બાપાની લાકડી તું થા રે બેન,
તું મારી બેન ને હું તારો ભાઈ.
હું રે બનું બેન બાનો ધહૂલો,
બાની કોઠોણી તું થા રે બેન,
તું મારી બેન ને હું તારો ભાઈ.
હું રે બનું બેન ગાંધીનો રેંટિયો,
ગાંધીની પીંજણ તું થા રે બેન,
તું મારી બેન ને હું તારો ભાઈ.

# તું મારો ભાઈ

હું રે બનું ભાઈ આકાશે વીજળી,
આકાશે મેહુલો તું થા રે ભાઈ,
તું મારો ભાઈ ને હું તારી બેન.
હું રે બનું ભાઈ દરિયે માછલડી,
દરિયાનો બેટડો તું થા રે ભાઈ,
તું મારો ભાઈ ને હું તારી બેન.
હું રે બનું ભાઈ લીલી લીમલડી,
લેલૂંબ વડલો તું થા રે ભાઈ,
તું મારો ભાઈ ને હું તારી બેન.
હું રે બનું ભાઈ દાદાની દાબડી,
દાદાનો હુક્કો તું થા રે ભાઈ,
તું મારો ભાઈ ને હું તારી બેન.
હું રે બનું ભાઈ બાની સાવરણી,
બાનો તું સૂંડલો થઈ જા રે ભાઈ,
તું મારો ભાઈ ને હું તારી બેન.
હું રે બનું ભાઈ 'બાપુ'ની તકલી,
'બાપુ'નો ફાળકો તું થા રે ભાઈ,
તું મારો ભાઈ ને હું તારી બેન.

# રંગરંગ વાદળિયાં

હાં રે અમે ગ્યાં'તાં
હો રંગના ઓવારે,
કે તેજના ફુવારે,
અનંતના આરે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે ઊડયાં
હો મોરલાના ગાણે,
કે વાયરાના વહાણે,
આશાના સુકાને,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે થંભ્યાં,
હો મહેલના મિનારે,
પંખીના ઉતારે,
કે ડુંગરાની ધારે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે પહોંચ્યાં,
હો આભલાને આરે,
કે પૃથવીની પાળે,
પાણીના પથારે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે નાહ્યાં,
હો રંગના ઓવારે,
કે તેજના ફુવારે,
કુંકુમના ક્યારે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે પોઢ્યાં,
છલકતી છોળે,
દરિયાને હીંડોળે,
ગગનને ગોળે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે જાગ્યાં,
ગુલાલ ભરી ગાલે,
ચંદન ધરી ભાલે,
રંગાયાં ગુલાલે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે નાચ્યાં,
તારાના તરંગે,
રઢિયાળા રંગે,
આનંદના અભંગે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે આવ્યાં,
હો રંગરંગ અંગે,
અનંત રૂપરંગે,
તમારે ઉછંગે,
કે રંગરંગ વાદળિયાં.



# અમારી મુંબઈશાખા

● મુંબઈશાખાનું સરનામું અને વ્યવસ્થા બદલાયાં છે, કાર્યકરો પણ બદલાયા છે એટલે અમારી નીચેની પ્રવૃત્તિઓને લગતો કોઈ પણ પ્રકારનો વ્યવહાર નીચેના સરનામે કરવા વિનંતિ છે ●

અંજલિ ગ્રંથમાળા
આરોગ્ય ગ્રંથાવલિ
ઊર્મિ માસિક
નવરચના માસિક
વિશ્વસાહિત્યમાળા
અરુણ પુસ્તકમાળા
ચિંતન ગ્રંથાવલિ
નૂતન ગ્રંથાવલિ
શિષ્ટ સાહિત્યમાળા
લોકશિક્ષણ ગ્રંથમાળા
નવસર્જન ગ્રંથાવલિ

## ભારતી સાહિત્ય સંઘ

૭, દેવકરણ મેન્શન
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨

બાળકો, કિશોરો ને ઓછું ભણેલાંઓ માટે

# અરુણ પુસ્તકમાળા

- આ માળામાં દર વર્ષે એક હજાર પાનાંમાં બારથી સો નાની પુસ્તિકાઓ પ્રગટ થશે. વર્ષ એપ્રિલથી માર્ચનું ગણાં

- આ પુસ્તિકાઓની સારી કિંમત 'દક્ષિણામૂર્તિ' ના બા સાહિત્યના પ્રમાણમાં હશે.

- આ માળા માટે લવાજમની પદ્ધતિ છે અને નથી. પ્રથમથી નીચે પ્રમાણે અનામત મૂકનારને બધાં પુસ્તકો અમારા ખર્ચે ઘેર બેઠાં પહોંચાડવામાં આવે છે. એમાં પ્રગટ થયેલાં પુસ્તકો લેવાનું બંધન રહે છે.

- વર્ષને અંતે અનામત રકમ જમા રહેલી હોય તો ગ્રાહક પોતાના ખર્ચે પાછી મગાવી શકે છે.

- સાહિત્યની પસંદગી નવીન વિચારો અને નવી કેળવણીને લક્ષમાં રાખીને કરવામાં આવે છે.

અનામત

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| ત્રણ રૂપિયા | સાડાત્રણ રૂપિયા | શિ. ૭ : રૂ. ચાર |

**અરુણ પુસ્તકમાળા પો. બો. ૭૩ અમદાવાદ**

લોર્ડકીન પ્રિ. ખાડિયા, અમદાવાદ